લોકમાન્ય શ્રીયુત્ બાલગંગાધર

# તીલક વિરહ

લેખક,


મયારામ પ્રાણજીવન જોશી.

કેરાળા. વાયા કુંકાવાવ. (કાઠીયાવાડ)



પ્રકાશક,

મૂળશંકર દુર્લભજી અમરેલીવાળા.

સોલ એજન્ટ—પી. મનમોહન એન્ડ કું.

ઢીંકવાચોકી સામે—અમદાવાદ.





દ્વિતિયાવૃત્તિ—પ્રત ૫૦૦૦.

રીચીરોડના પુલ નીચે આવેલા શ્રીજૈન વિદ્યાવિજય પ્રેસમાં

શા. પોપટલાલ અમથાભાઇએ છાપ્યો—અમદાવાદ.

કીંમત એક આનો.

# લો૦ સ્વ૦ તીલક મહારાજ.

# સ્મારક ફંડને મદદ.

આ ચોપડીના નફામાંથી ૨ ભાગ લો૦ સ્વ૦ તીલક સ્મારક ફંડમાં આપવામાં આવશે. માટે દરેકે દરેક હિન્દ ચિન્તક ભારત વીરોએ આ બુક અવસ્ય કરી ખરીદવા ચુકવું નહિ.

મૂળશંકર દુર્લભજી વ્યાસ.

---

# સમર્પણ.



લોકમાન્ય તીલક ! મહારાષ્ટ્રના સિંહ ! આપને પ્રણામ ! ભૂતકાળના જે મહાત્માઓ ન કરી શક્યા ભવિષ્યના જે મહાત્માઓ નહિ કરી શકે તે આપ કરી ગયાં. હિંદના ઉદયનો એક તબક્કો આપના અસ્તની સાથે પુરો થયો. આપની જરૂર હતી તેવા પ્રસંગે આપે પરલોક ગમન કીધું ! ભારતને રડતું મૂક્યું ! આપના ઉપકાર નીચે ભારત દબાયો છે. ભારતનો એવો કયો અધમ નર પિશાચ હશે કે આપના દેવલોક જવાથી દીલગીરીયુક્ત ચહેરે આપના માટે બે આંસુ પાડયા વિના રહ્યો હોય ? [ સ્વ. ] મહાત્મા તીલક ! આ ન્હાની પણ આપના પ્રત્યેની લાગણીના ઉમળકાની ચોપડી આપને સમર્પણ છે.

આપનો

મયારામ પ્રાણજીવન જોશી

કેશલા, વાયા કુંકાવાવ [ કાઠિયાવાડ. ]

તા. ૧-૮-૧૯૨૦



स्वराज्य मारो जन्मसिद्ध हक्क छे.

# हुं स्वराज्य मेळवीशज.

स्वर्गस्थ—तीलक महाराज.

# લોકમાન્ય બાલગંગાધર તીલકની કારકીર્દિ.

---

જેમના પિતામહોએ મરાઠી ઇતિહાસમાં નામ કહાડયું હતું એવા પરાપૂર્વ ખાનદાન કુટુમ્બમાં સન ૧૮૫૬ ના જુલાઇ મહિનાની ૨૩ મી તારીખે રત્નાગીરી ખાતે શ્રીયુત બાલ ગંગાધર તીલકનો જન્મ થયો હતો. તેમના પીતાશ્રી પુ. ગંગાધર રામચંદ્ર તીલકે રત્નાગીરીમાં મદદનીશ શિક્ષક તરીકે અને થાણા તથા પૂનાના ડેપ્યુટી એજ્યુકેશનલ ઇન્સપેકટર તરીકે કામ કરેલું હતું. તેમનો સન ૧૮૭૨માં સ્વર્ગવાસ થયો તે વખતે લોકમાન્ય શ્રીયુત બાળ ગંગાધર તીલકનું ૧૬ વરસનું વય હતું. આ વખતે તેઓનું વિદ્યાર્થી તરીકેનું બાળજીવન હોવા છતાં માથા ઉપર આવી પડેલો વ્યવહારીક બોજો તેમણે ઘણાજ ધૈર્યથી ઉપાડી લીધો. કે જે તેમનાં કાર્ય કુશળતા, સાહસીકતા, અડગપણું વીગેરે સદ્‌ગુણો ખીલવવા એક સાધનરૂપ થયાં.

સન ૧૮૭૬ માં શ્રીયુત બાળ ગંગાધર તીલકે ગ્રેજ્યુએટ થઇ સન ૧૮૭૯ માં એલ. એલ. બી. ની માનવંતી અને તે વખતની વીકટ ડીગ્રી મેળવી. સન ૧૮૮૦ના જાન્યુઆરીની બીજી તારીખે પૂના ન્યુ ઈંગ્લીશ સ્કૂલ અસ્તીત્વમાં આવી તેમાં પોતે પોતાના મીત્રો સહિત જોડાયા.

તે પછી ‘ કેસરી ’ અને ‘ મરાઠા ’ પત્રો પોતાના મિત્રોને સાથે જોડીને પ્રગટ કરવા શરૂ કીધાં. તે અરસામાં કોલ્હાપુરના કારભારીની બદનક્ષીના ગુન્હા માટે ચાર માસની સાદી કેદની સજા થઇ કે જે શ્રીયુત બાળ ગંગાધર તીલક સામે મંડાએલી ફરિઆદોમાં પહેલી હતી.

સન ૧૮૮૪ માં પુનાની ડક્કન એજ્યુકેશન સોસાયટી સ્થાપી અને ૧૮૮૫ માં અતિ જાણીતી અને પ્રખ્યાત ફરગ્યુશન કૉલેજ અસ્તીત્વમાં આવી. સ્કૂલ અને કૉલેજમાં મહાત્મા તીલકે સન ૧૮૯૦ સુધી કામ કીધું.

ત્યાર પછી પોતે જાહેર જીવનમાં પ્રવેશ કર્યો. દરમીયાન તેમણે વેદોનો અભ્યાસ કીધો, અને તે સંબંધી વિદ્વતા પૂર્ણ લેખો લખી લોકોને અજાયબીમાં નાખ્યા. એ લેખો લંડન ખાતે ૧૮૮૨ માં મળેલી પૂર્વના સમર્થ વિચારકોની કોન્ગ્રેસ સનમુખ મોકલવામાં આવ્યા હતા.

લો૦ તીલક એક ચુનંદા વકીલ તરીકે પણ સુપ્રસિદ્ધ હતા. તેઓ કેટલાક જુદા જુદા ખાતાઓમાં મેમ્બર હતા. મુંબઈની ધારા સભાના સભ્ય તરીકે તેઓ બે વખત ચુંટાયા હતા.

સન ૧૮૯૬ માં દુષ્કાળ પડયો ત્યારે તેમણે ઘણી સારી લોકસેવા બજાવી પોતાની પરોપકાર વૃત્તિનો પડઘો પાડયો. સન ૧૮૯૭માં શીવાજી જયંતિ ઉજવી અને તેમાં કહાડેલા સરઘસનો અને થયેલા ભાષણોનો હેવાલ તા. ૧૮ મી જુન ૧૮૯૭ ના કેસરીમાં પ્રકટ કરવામાં આવ્યો એવો આરોપ મૂકવામાં આવ્યો હતો કે તેથી ઉશ્કેરાઇને કોઇએ તા. ૨૨ મી જુને મી. રેન્ડ

લેફ્ટેનન્ટેન્ટનું ખૂન કીધું. જે આ રીતુરી લખાણ છાપવાના ગુન્હા માટે ૧૮ માસની કેદની સજા થઈ. સન ૧૯૦૧થી ૧૯૦૪ સુધી તાઇ મહારાજ કેસમાં રહ્યા અને મોટા આફતના વાદળાં વચ્ચે પસાર થયા. છતાં ધૈર્યપૂર્વક અડગ રહ્યા.

સન ૧૯૦૫ થી તેમના જીવનનો છેલ્લો તબક્કો શરૂ થયો. સન ૧૯૦૭ માં હિંદમાં રીતુરી લખાણ વધી પડયું અને રીતુરી ગુન્હા માટેના કેસો સાધારણ થઈ પડયા. તેમાં લોકમાન્ય તીલક પણ આવી ગયા. તેમને ૭ વરસના દેશનીકાલની અને એકહજાર રૂપિયા દંડની સજા કરવામાં આવી કે જે સજાનો મોટો ભાગ બ્રહ્મદેશના માંડલે શહેરમાં ગુજાર્યો. આવા વિકટ વખતમાં પણ તેમણે આધ્યાત્મક જ્ઞાનના અદ્દભૂત અખૂટ ખજાનારૂપી ગીતા–ઉપર જ્ઞાન ટીપ્પણરૂપી પુસ્તક લખી રાજ્ય કેદી તરીકે હોવા છતાં એક યોગી તપસ્વી તરીકેની ફરજ બજાવી, જ્ઞાન સાગર-રૂપી ગ્રંથ પ્રસાદી તરીકે પ્રસીદ્ધ કરી, હિંદના જ્ઞાની મનુષ્યો તરીકે દુનિયાને દેખાડી આપ્યું છે. એ સજા દરમીયાન તેમનાં ધર્મપત્નીનો સ્વર્ગવાસ થયો હતો.

વર્ત્તમાન વખતમાં વિદ્વતામાં વિશેષ અને સુધારાના શિખર સ્વરૂપ વખણાતા વિલાયત જેવા વિદેશના વિજાતીય અને વિશેષ વસ્તીવાળાં વિશાળ શહેરમાં પણ શ્રીયુત્ બાળ ગંગાધર તીલકનું નામ વિદ્વાન તરીકે વિખ્યાત થયા વગર રહ્યું નથી. કે જેમનાં ભાષણો વખતે સંખ્યાબંધ મનુષ્યોની મેદની મેદાનમાં પણ મળતી. અને લાંબો વખત સુધી છટાદાર ભાષણો શ્રદ્ધાપૂર્વક શ્રવણ કરતા.

વિલાયતથી સ્વદેશ આવ્યા હજુ વર્ષો નહિ પણ ગણ્યાગાંઠયા

મહિનાજ થયાછે. જનહિત અને સ્વદેશ સેવાના કાર્યમાં અહોનીશ રચ્યા મચ્યા રહેવું એજ પોતાનો ધર્મ, નેમ, અને મંત્ર હતો.

કાળની ગતી ગહન છે. કાળ, કાળનું કામ કર્યે જાય છે. કાળ કોઇને છોડતો નથી. ને છોડવાનો નથી. કાળનું ચક્ર માથા ઉપર ફર્યા કરેછે તેમાં કોણ, ક્યારે સપડાશે તે કોઇ જાણી શક્યું નથી તેમ જાણનાર નથી.

મેહેલમાં મોજમઝા માણનાર મહીપતીથી માંડી મેદાનમાં ભૂખમરો ભોગવતા મૂફલીસો, વૃદ્ધ, યુવાન, અને બળહીણ બાળક સુધીના સ્ત્રી, પુરૂષાદિ મનુષ્યો કીડીથી ગજરાજ સુધીના પશુઓ, પાંખે ઉડનાર પક્ષીઓ, કીટ, પતંગ આદિ પ્રાણી માત્રો તથા સ્થાવર, જંગમ, દરેક પદાર્થો, અને આખરે સમસ્ત જગતનો, નામ તેનો નાશ થવાનો છેજ. તેજ ન્યાયે સન ૧૯૨૦ના આગષ્ટ માસની પહેલી તારીખના પરોઢીએ ૧૨—૪૦ મીનીટે મુંબાઇના સરદારગૃહમાં અનેક સગાં સંબંધીયો, માનવંતા મિત્રમંડળ અને શાન્ત મૂર્ત્તિ સહચારીઓના સમુદાય સમક્ષ હિન્દનો હિતચિંતક હીરો, મહારાષ્ટ્રિય સિંહ અને સ્વદેશીઓનો શીરતાજ, લોકમાન્ય શ્રીયુત બાળગંગાધર તીલકે પાંસઠ વર્ષની પુરી ઉમ્મરે દેહ ત્યાગ કર્યો. તે જ્ઞાન યોગ નિપુણ યોગીનો અમર આત્મા આફાની દુનિયા છોડી અખંડ જ્યોતિ પરમ સ્વરૂપ તેજમાં મળી ગયો. જેમના દેહને ચોપાટી ઉપર અનેક આત્માઓના આશીર ઉદ્ગાર અને જયઘોષ વચ્ચે અગ્નિ સંસ્કાર કરવામાં આવ્યો.

અદ્ભૂત જ્ઞાન ધરાવનાર અને હિંદના હિતમાં હિમ્મતથી અડગપણે કામ કરનાર અસાધારણ વ્યક્તિના અકાળ મરણથી

હિંદને જે ખોટ પડી તે કદી પણ પુરાશે નહિ તેમ દહેશત રહે છે. પ્રભુ ! તેમના અમર આત્માને શાન્તિ આપો. એવી અમારી અંતઃકરણ પૂર્વકની પ્રાર્થના છે.



## ભજન.

—o—

જુનો ધરમ લીઓ જાણી મારા સંતો ભાઇ, જુનો ધરમ લીઓ જાણી હોજી—( એ રાગ )

ત્રીપુટી ગઇ આજ ત્રુટી, લાલ, પાલ, બાલ, ત્રીપુટી ગઇ આજ ત્રુટી હોજી
ત્રુટીની નવ મળી બુટી, લાલ, પાલ, બાલ, તુટીની નવ મળી બુટી હોજી
પાંસઠ વરસ ગણી પુરા પ્રભુજી તમે, માની લીધું વય ગયું ખૂટી, લાલ૦
ભગવતી ભારતી મા, ભ્રાત, ભગીની, ભણે લીધા ભગવાન શીદ લુંટી હોજી
રડતી ચોધાર આંસુ હિંદદેવી બોલે ધીક:,પ્રભુ ! તેં રતન લીધું ખુંચી.લાલ
ભગવતી ભારતીના બાળક, બગીચા માંહીં, પશુ પંખી શોકે રહ્યાં ઝૂકી હોજી
રડીરડી ભારતના ભારતીઓ બોલે પ્રભુ ! તીલક અમારા નાંખ્યા ભુસી. લાલ
કેસરીસિંહનો અધિપતિરાજ બાપુ, ભારતનો ભારથી ગયો ભૂલી હોજી
તીલક મહારાજ રાજ કેરો મહારાજ ગયો, ભારતીના ચરણોમાં ઝૂકી. લા
(વહેલો) વહેલો આવજે વીર અમારા, તારી પડી ખોટ નહિ જાય પૂરી હો
ભગવતી ભારતીના પુરણ પ્રતાપે બોલ્યા, મયારામ, દેવ મન ઝૂકી. લાલ.

---

## ગઝલ.



અરે ગયો હિંદનો તિલક, અરે ગઇ હિંદની સીલક;
અરે ગઇ હિંદની મીલકત, અરે ઓ ભાઇ રડવા દે ! ૧

રહ્યું શું હિંદને હાથે,? રહ્યું શું હિંદને માથે ?
ગયો શું તીલક લઈ સાથે ? અરે ઓ ભાઇ રડવા દે ! ૨

ગયો એ હિંદનો હિરો, મહા શૂરવીરમાં શૂરો:
મહા સંગ્રામમાં પૂરો, અરે ઓ ભાઈ રડવા દે ! ૩

હતો એ ભીષ્મ ભડવીર સમ, સદા શંકર તણો એ ગણ:
કીધો કૈલાસનો સંગમ, અરે ઓ ભાઇ રડવા દે ! ૪

હતું આ શુષ્ક ભારત તે, સુતું'તું જાગતું ના તે;
જગાડી લીલકાવ્યું તેં, અરે ઓ ભાઇ રડવા દે ! ૫

દીપાવ્યો દેશ ભારતને, જણાવ્યો જગતમાં પણ તેં;
ગણાવ્યો કંઇક છે પણ એ, અરે ઓ ભાઇ રડવા દે ! ૬

ખપાવી જીંદગી આખી, રહી ના શેષ પણ બાકી;
સમરપી હિંદને આખી, અરે ઓ ભાઇ રડવા દે ! ૭

અરે ઓ બાળ ગંગાધર ! અમારા હિંદના શંકર !
પુનઃ બની આવ પેગમ્બર ! અરે ઓ ભાઇ રડવા દે ! ૮.



## ચાબકા.

રામ બાણુ વાગ્યા હોય તે જાણે, પેલા મુરખ મનમાં શું જાણે.
(એ રાગ.)

બાલ બાણુ વાગ્યા હોય તે જાણે, પેલા મૂરખ મનમાં શું જાણે. બાલ૦
બંગાળને વાગ્યા, પંજાબને વાગ્યા, તો સમજીને જાત પીછાણે,
શરૂઆતમાં મહારાષ્ટને વાગ્યા, એતો વેદ વચન પ્રમાણે. બાલ૦ ૧

મદ્રાસ, મહિસુર, દીલ્હીને કાનપુર, આદિ દેશ અપારે;
ગાંડી ગુજરાત પણ છેવટમાં સમજીને, આવી ગઇ છે ઠેકાણે. બાલ૦ ૨

બાળક બાળકી યુવક યુવતિ ને, વૃદ્ધા ને વૃદ્ધ એ ટાણે:
છણુણુ છણુણુ બાણુ વાગ્યા બાલના તો, સમજીને આવ્યા ઠેકાણે. બા૦ ૩

ભગવતી ભારતીના બાળક બાલ તેં, ભારતીના બાલના કાજે,
તન, મન, ધનથી, સેવા સમરપી તેં, જયજય તીલક મહારાજે. બા૦ ૪

ધ્રુવ, પ્રલ્હાદ, વિભિષણુ આદિ, ભગવત્ ભગત્ પ્રમાણે;
ભગવતી ભારતીનો ભગત તીલક, મયારામ મન માને. બાલ૦ ૫

---

## સોરઠા.

શું છે આ ઉત્પાત ! પૃથ્વી સૌ ઝાંખી પડી.
થઈ રહ્યો બહુ કલ્પાંત ! આજ તીલક પધાર્યા સ્વર્ગમાં.

આજ પૃથ્વી ગઇ પાતાળ, પૃથ્વીધર ડોલી રહ્યો,
મલીન થયું આકાશ, આજ તીલક પધાર્યા સ્વર્ગમાં.

હુંકારે ઉઠે હજાર, હુકમે પૃથ્વી ડોલતી;
એ સૂનું પડયું બજાર, આજ તીલક પધાર્યા સ્વર્ગમાં.

જોયા ભારત શહેર, જોયા ભારત ગામડા;
બધે જોયો કાળો કહેર, આજ તીલક પધાર્યા સ્વર્ગમાં.

હીરો મોટો હિંદ ! તેં આજ ગુમાવ્યો બાપલા !
જોઇ થાઉં ખિન્ન, આજ તિલક પધાર્યા સ્વર્ગમાં.

ભારતનો ભડવીર ! આજ ભૂમિ સાથે ભેળવ્યો
ધીઃક એ મૃત્યુ અધીર ! આજ તીલક પધાર્યા સ્વર્ગમાં.

વ્હેલો વળજે વીર ! ભારતને ઉદ્ધારવા !
રહે નહિ હવે ધીર ! આજ તીલક પધાર્યા સ્વર્ગમાં.

થંભ્યા નદીએ નીર, થંભ્યા વૃક્ષો ડોલતા.
થંભ્યો સુંદર સમીર, આજ તીલક પધાર્યા સ્વર્ગમાં.

આજ દિશામાં દેખાય, ધુમ્મ્ડ જાણે ઉડતી.
પૃથ્વી ન હસે જરાય, આજ તોલક પધાર્યા સ્વર્ગમાં.

---

## મરશીઆ.



હાય, હાય, હિંદ ! સિંહ ગયો મહારાષ્ટ્રનો !
મહારાષ્ટ્રનો ? નહિ, સહુ રાષ્ટ્રનો ! રે હાય, હાય, હિંદ ! ૧
જેની ભીષ્મ પ્રતિજ્ઞા સ્વરાજ્યની, મોટી હોંશ હતી રાજકાજની.
થઇ તૈયાર ને લેવા સ્વરાજ્યની રે ! હાય, હાય, હિંદ !

કીધા કાર્ય અનેક દેશ હિતના, ધાર્યાં કાર્ય અનેક વળી ચીતમાં;
નહિ માની કીમત કાંઇ વિત્તમાંરે–હાય, હાય, હિંદ! ૨

જાગ્યો, જાગ્યો ને દેશ જગાડીઓ, સ્વરાજ્યના કામે લગાડીઓ;
તેણે ડંકો તે દેશમાં વગાડીઓરે, હાય, હાય, હિંદ! ૩

મહામંત્ર સુણાવ્યો સ્વરાજ્યનો, સુણ્યો મંત્ર એ હિંદના સાજનો;
સુણી મંત્ર પીછાણે જાત મહાજનોરે હાય, હાય, હિંદ!

પડી ખોટ પ્રભુ શું તારા બારણે? તીલક તેડાવ્યો કહે શીદ કારણે;
કે શું શોભાવ્યો કોઇને પારણેરે? હાય, હાય, હિંદ! ૫

પડયો સ્વર્ગ વિશે શું વિરોધ કંઇ? કે શું! વધ્યો સુરાસુર દ્વેષ કંઇ?
કે શું સોંપ્યુ રાજ્યાસન તેડાવી તંઇરે, હાય, હાય, હિંદ! ૬

સિંહે ઘુમીને હિંદ મહારાજ્યમાં, વળી ઘુમીને રાજ્ય મહારાજ્યમાં;
ધર્યું ધ્યાન પછી રાજ કાજમાંરે–હાય, હાય, હિંદ! ૭

ગયો 'સ્વર્ગ'નો એડીટર ચાલી, તેની જગા પડી હતી ખાલી!
કહો બોલાવ્યો પ્રભુ શું જાણી? રે, હાય, હાય, હિંદ! ૮

તીલક, તીલક હતાં મહારાષ્ટ્રનાં, ના, તીલક તીલક હતાં સહુ–રાષ્ટ્રના!
ગયાં આજ તે ભૂસાઈ સહુ–રાષ્ટ્રનાં રે, હાય, હાય, હિંદ! ૯

તીલક, તાજ હતા મહારાષ્ટ્રના, ના, તીલક તાજ હતા સહુ રાષ્ટ્રના;
થયા આજ તે અલોપ સહુ–રાષ્ટ્રનારે, હાય, હાય, હિંદ! ૧૦

ભલા ભગવાન ભૂંડપ શું લીધી! કાળી કારીગરી તેં શું કીધી!
તારી આમાં છે શું કાર્ય સિદ્ધિરે, હાય, હાય, હિંદ! ૧૧

ભલા ભગવાન મહેર કરીને, પુનઃ તીલક તું અમને અરપીને;
કર રાજી તું ભારત વતનીને, હાય, હાય, હિંદ!

# ધોળ.



( વાગી સ્વયંવરમાં હાક, એ નળ આવ્યોરે,—એ રાગ )

અહીં તારૂં હતું બહુ કામ, તીલક મહારાજા !
શીદ સીધાવ્યો સ્વધામ ? તીલક મહારાજા ! ૧

હતું આંહી મારૂં જે કામ, વાસી ભારતના !
કરી આજ હું જાઉં સ્વધામ, વાસી ભારતના ! ૨

નહિ નહિ નહિ મહારાજ, તીલક મહારાજા !
નથી પુરૂં થયું હજુ કાજ, તીલક મહારાજા ! ૪

દોરી રૂપ રેષા મેં જેહ, વાસી ભારતના !
તમે ચાલજો મારગ તેહ, વાસી ભારતના ! ૪

નહિ ગુરૂ વિના કંઇ જ્ઞાન, તીલક મહારાજા !
ગુરૂ વિના પ્રકાશે અજ્ઞાન, તીલક મહારાજા ! ૫

નીત્ય વાંચજો ગીતા જ્ઞાન, વાસી ભારતના !
તેથી પ્રસરે ના અજ્ઞાન, વાસી ભારતના ! ૬

હોય હુકમ આપનો એહ, તીલક મહારાજા !
શીર ચઢાવે ભારત તેહ, તીલક મહારાજા ! ૭

પણ શીદ ગયા સ્વધામ ? તીલક મહારાજા !
ત્યાં શું પડીયું તમ કામ ? તીલક મહારાજા ! ૮

આં પૂછ મને ફરી સ્વાલ, વાસી ભારતના !
લે આપું તેનો હું જવાબ, વાસી ભારતના ! ૯

જાણી જન્મ થયો શ્રીરામ, વાસી ભારતના !
ગયા પરશુરામ સ્વધામ, વાસી ભારતના ! ૧૦

એમાં સમજજે સહુ ભેદ, વાસી ભારતના !
હવે કરીશ ના કંઇ ખેદ, વાસી ભારતના ! ૧૧

તુંને સોંપી જાઉં છું રામ, વાસી ભારતના !
પછી જાઉં ભલે સ્વધામ, વાસી ભારતના ! ૧૩
મારા લાયક હતું જે કામ, વાસી ભારતના !
ફરી પુરૂં હું જાઉં સ્વધામ, વાસી ભારતના ! ૧૪
રામ લાયકનું જે કામ, વાસી ભારતના !
પુરૂં કરશે તે શ્રીરામ, વાસી ભારતના ! ૧૫

# ફરજંદ એ ખાસ દોલત.



## સંતતી એજ માતાપિતાનું આ લોક અને પરલોકનું સાચું સુખ છે.

રજસ્વલાનું અનિયમીત્ત આવવું રક્તશ્રાવ, અતિ-શ્રાવ, પ્રદર, સુવારોગ, સંગ્રીહીણી, બચ્ચાં નહિ થવાં, થયેલાં બચ્ચાં નહિ જીવવાં, બચ્ચાં રોગી અને નબળાં થવાં કમતાકાત, કમ્મરનું દુઃખવું, અશક્તી વીગેરે વિગેરે સ્ત્રીઓના ગર્ભાષયના અને ગુપ્ત ભાગોના તમામ પ્રકારના રોગો નાબુદ કરી ગર્ભાષય સુધારી, ગર્ભ ધારણ થવાને માટે ફક્ત વીમસન'સ ઇન્ડીયન નેકટર અતી ઉમદા અને અકસીર દવા છે. કીંમત બાટલી ૧ ના રૂપીયા ૨ પોસ્ટેજ જુદું.

સોલ એજન્ટસ.

**પી. મનમોહન એન્ડ કમ્પની.**

**ઢીકવા ચોકી સામે—અમદાવાદ.**

